ગુજરાતના સુપ્રસિદ્ધ જાણીતા લેખકોની
કલમથી લખાયલી અત્યુત્તમ સંસારિક,
ઐતિહાસિક, ડીટેકટીવ અને ધાર્મિક
વાર્ત્તાઓ, કાવ્યો, આનંદના વિષયો, વિનોદકુંજ,
જીવન ચરિત્રો, વગેરે સાથે પ્રગટ થતી માસિક

— વાર્તામાળા —

# પુષ્પહાર.

વર્ષ ૨ જુ. મે ૧૯૧૭. અંક ૬ ઠો.

પ્રયોજક:—

ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા.

બેગમપુરા-સુરત.

વાર્ષિક લવાજમ રૂ૦ ૧-૪-૦ પોસ્ટેજ સાથે.

# ઈનામોની યોજના.

ગુજરાતના સુપ્રસિદ્ધ જાણીતા વિદ્વાન લેખકો, રા. બાલકવિ, રા. ધીરજ, રા. છગનલાલ હરીલાલ પંડયા, મી. નુરે-ચશ્મ, રા. જયંતીલાલ એમ. ઓઝા વગેરેની જુદી જુદી સામાજીક, ઐતિહાસિક, હાસ્યરસિક અને બોધદાયક વાર્તાઓ.

## "પુષ્પગુચ્છ."

નામના પુસ્તકમાં પ્રગટ થનાર છે પુસ્તક ૧૨૫ ઉપરાંત પૃષ્ટ। સારા કાગળો ઉપર સુંદર પાકા બાઇંડીંગવાળુ થશે. જાણીતા લેખકોની વાર્તાઓનો આવો એકપણુ સંગ્રહ ગુજરાતમાં પ્રગટ થયો નથી. મૂલ્ય માત્ર બાર આના પોસ્ટેજ વી. પી. જુદુ છતાં

## પુષ્પહારના ગ્રાહકો

જેઓ માત્ર નવ આનાનો મનીઓર્ડર ચલુ માસમાં મોકલશે તેમને આ પુસ્તક સાથે ખાસ ભેટો આપવામાં આવશે ભેટ બે આનાથી બે રૂપિઆ સુધી ।। મળશે. દરેક ગ્રાહકને નાની મોટી ભેટ તો જરૂર મળશેજ માત્ર શરૂઆતના ૨૦૦ ઓર્ડરવાળાનેજ ભેટનો લાભ તથા પુસ્તક નવ આને મળશે. બાકીના સર્વને બાર આના અને પોસ્ટેજ વી. પી જુદુ પડશે. ચાર ગ્રાહક કરનારને રેશમી રૂમાલ ભેટ મળશે. તુરતજ લખો:—

"પુષ્પહાર" ઓફીસ.
બેગમપુરા-સુરત.

# પુષ્પહાર.

] મે. ૧૯૧૭. [ પુષ્પ

## રામ.

( ભૈરવીનો લય )

અમ અંતરમાં રામ !
સીતા પતિ,
અમ અંતરમાં રામ !
ફરતાં ફરતાં સંત સીતા રામ !
રામ રંગે રંગ રામ,
મૂર્તિ તમારી શાંત પ્રભુ હો !
અંતરમાં આરામ;—સીતા પતિ
આધિ ઉપાધિ—વ્યાધિ વિદારે !
એવા રઘુવીર રામ,
જગત તણા સહુ ફંદ મૂકી દઇ !
ભજ મન પ્યારે રામ !
સીતા પતિ !
અમ અંતરમાં રામ.

હરિમંદિર-પીજ. હરીલાલ ત્રીકમલાલ જાની

# નિવેદન.

બન્ધુ,

શ્રી ભગવાનની કૃપાથી આજે આપ સમક્ષ આ અંક પુષ્પ પ્રગટ થાય છે અને તેની સાથે આપની સેવાના ઋણમાંથી આખાં વર્ષને માટે અમે મૂક્ત થયા છીએ. વિશ્વવ્યાપી યુદ્ધને લીધે દરેક ચીજ મોંઘી થઇ છે તેમાં પણ કાગળ અને છાપવાના સાહિત્યની મોંઘવારી એટલી વધી છે કે ત્રણ ત્રણ ઘણા ભાવો ખરચતા છતા યોગ્ય સાહિત્ય મળી શકતુ નથી.

અમારા સહૃદય શુભેચ્છક સ્નેહીઓ જેમની નામાવલી આ અંકમાં પ્રગટ થઇ છે તેમણે "પુષ્પહાર" તરફ સ્નેહ દ્રષ્ટી રાખી ગ્રાહકો વધારવાની કૃપા આવા મુશ્કેલીના સમયમાં કરી છે તે માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

કેટલાક દેશી રાજ્યાધિકારીઓ, કુમાર સાહેબો, તાલુકદાર સાહેબો અને સ્કુલના માસ્તર સાહેબો તરફથી પણ જુદી જુદી જાતની મદદો મળી છે તે માટે તે સર્વનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે સર્વ સ્નેહીઓ પોતાની મદદ ચાલુજ રાખશે.

કેટલાક સ્નેહી ગ્રાહકોએ "પુષ્પહાર"ના અનિયમિતપણાથી ન કંટાળતા અમને પ્રોત્સાહનના પત્રો લખ્યા છે તેમના પણ અમે આભારી છીએ.

**ભેટના રૂમાલો—બે** ગ્રાહકો વધારવા માટે મળતા રૂમાલો ખલાસ થવાથી નવીજ જાતના રેશમના સુંદર ભરતકામવાળા

ફેન્સી રૂમાલો મંગાવ્યા છે. આશા છે કે સહજ યત્ન કરવાથી મળતી એ મનહર. કોટના ખીસાને શોભાવનારી ભેટ મેળવવા અને સાહિત્ય સેવાના પુણ્યના ભાગીદાર થવા અમારા દરેક ગ્રાહક બંધુ અવશ્ય યત્ન કરશે.

અમારા રસિક વાચકવર્ગને નવરાસને વખતે વાંચવા માટે જાણીતા લેખકોની નવલકથાઓ અને તમામ જાતના પુસ્તકો વેચવાનું ખાતુ ખોલવા માટે અમને અત્યંત આગ્રહ થતો હતો તેથી હાલમાં તે ખાતુ ખોલવામાં આવ્યું છે. બજાર કરતા તદન પડતર ભાવેજ આ પુસ્તકો અમારે ત્યાં વેચાય છે અને ગરીબ તથા શ્રીમંતવર્ગ એક સરખો લાભ થઇ શકે તેટલા માટે તમામ જાતના નાના મોટા પુસ્તકો રાખવામાં આવ્યા છે તો આશા છે કે રસિક વાચકવર્ગ એ સાહસને પણ ટેકો આપશેજ.

ઇનામની હરીફાઇ માટેનું ભેટનું પુસ્તક 'શારદા' ન મળી શકવાથી આ અંક સાથે "ભાનુકુમાર" નામે બહુજ રસિક અને વાંચવા લાયક નોવેલ ગ્રાહકોને રવાને કરવાનો નિશ્ચય કર્યો છે અને થોડાજ સમયમાં રવાને થશે. જેમને ભેટ ન મળી હોય અને આ પુસ્તક મેળવવા ઇચ્છા હોય તેમણે સાડા છ આનાની ટીકીટ બીડી તુરતજ પુસ્તક મંગાવી લેવું. ઘણીજ થોડી કોપીઓ હોવાથી પાછળથી નિરાશ થવું પડશે. (ગ્રાહકોનેજ સાડા છ આને મળશે.)

પત્રવ્યવહાર કરનારે જવાબની જરૂર હોય તો રીપ્લાઇ કાર્ડ લખવા કૃપા કરવી નહિ તો જવાબ આપી શકાશે નહિ.

જણાવવાને આનંદ થાય છે કે "પુષ્પહાર" ની ગ્રાહક સંખ્યા હાલમાં સારી રીતે વધી છે અને જુના અંકો બહુજ થોડા

સીલકમાં છે માટે તે મેળવવાની ઇચ્છા રાખનારે તુરતજ ગ્રાહક તરીકે નામ નોંધાવવું કારણ કે ખલાસ થયા પછી મળી શકે તેમ નથી.

બીજા પુષ્પની ઘણીજ થોડી નકલ અમારી પાસે સીલકમાં છે માટે જે સજ્જન બંધુઓને ફાઇલ ન રાખવી હોય તેઓ એ અંક અમને મોકલશે તો બહુજ ઉપકાર થશે બદલામાં તેમને એક બુક અમારા ખર્ચે મોકલાશે.

"પ્રયોજક."

---

## પરમ્-દૈવત્.*

(લેખકઃ—"ગ" રાજકોટ)

પરમ-પ્રેમ—સુન્દર,
જ્ઞાન-નયન-નન્દન,
પુણ્ય મધુર-નિરમળ,
જ્યોતિઃ :જગત-વન્દન ! !!
નિત્ય-પુલક-ચેતન, શાન્તિ-ચિર-નિકેતન;
ઢાળ ચરણે રે મન, ભક્તિ-કુસુમ-ચન્દન.

---

* રજનિ કાન્ત સેનના એક કાવ્યનો અનુવાદ.

# "પતંગને"



રે ! રે ! પતંગ ! ઘડી એક વિરામ પામ !
મ્હારા કરે ક્ષણુ ઝુલી શ્રમ ટાળી નાખ !
ના ! ના ! ન સ્પર્શ તુજને કદિએ કરૂં હું,
તું પક્ષ્મની રજ રૂડી નવ ખેરવું હું.—૧

હું પાર્શ્વમાં રમ સખે ! નવ દૂર જાજે,
એકાદ બે ઘડી સખે ! અહીં વિશ્રમી લે;
ચારૂ સખે ! વ્યથિત ના કદિએ કરૂં હું
જાણે વ્યથા વ્યથિતની દિલ આર્ત આળું.—૨

તું દર્શને સ્મરણુ કૈંક અપૂર્વ જાગે,
આલ્હાદ કૈં અવનવો તવ દૃશ્ય આપે;
સ્વચ્છંદ ને નિડર ત્હારી ક્રીડા નિહાળી
જાગે રૂડાં સ્મરણુ શૈશવ મોદકારી.—૩

તું ચારૂતા અવનવી નયને પડંતાં
કૈં દેહમુક્ત સ્વજનો સ્મૃતિમાં તરંતાં;
તું પક્ષ્મના વિવિધ રંગ પ્રભા ભરેલ
ભૂલાવતા સુરધનુ જડતા ધરેલ.—૪

ઢુંધરેજ }　　વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી.





# સર્વત્ર પ્રેમ વ્યાપ્તિ.

## કવ્વાલિ.

પ્રયોજક—બાલકવિ—જામનગર

સુરા શમશેરને ધારી, ચડે રણુ શીરને માટે
તુચ્છ સુખ સૃષ્ટિના સમજે, કીર્તિના પ્રેમને માટે.
તરફડે તરશ વ્યાપ્યાથી, ચાતકો પ્રાણુને સાટે,
નજીકનું નીર નાપીએ, સ્વાતિ જલ :પ્રેમને માટે—
અમિ નિધિ આભમા વસતો, વારિધી દૂર આનેમે,
રોજ રસ પૂર ના થાતો, પૂર્ણિમા રાત્રિને માટે—
સુધાંશૂથી સુધા પામી, ઔષધી રાત્રિ સૌ વાધે,
કમળ દિન તાપમા રમતું, પ્રેમ રવિ—તેજને માટે,—
અરૂણુ થાતાં બિડે મુખડું, સુરજથી શું લજાએ એ,
પોયણી મુગ્ધ હરખાએ, રાત્રિપતિ પ્રેમને માટે,
વિચારી જગતને જોતાં, સ્થળે સ્થળ પ્રેમ વ્યાપ્યો છે,
'બાલ' નરનારિ વૃધ્ધોમાં, એજ અવિનાશી સ્થાપ્યો છે—

# ગ્રાહકો વધારનાર શુભેચ્છકો.

આ સ્નેહી બંધુઓનો આવી મુશ્કેલીના વખતની કીમતી મદદ માટે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આશા છે કે સર્વ બંધુઓ ઓછામાં ઓછા એક બે નામ પણ ઇનામમાળાના ફોર્મમાં ભરી મોકલશે. દરેકને યોગ્યતા મુજબ ભેટ મોકલાઇ ગઇ છે જેમને ન મળી હોય તેમણે પોષ્ટખર્ચ માટે ટીકીટ બીડી મંગાવી લેવી.

(૧) રા. રા. જીવણલાલ ગબડદાસ. અમદાવાદ. (૫ ગ્રાહક) (૨) રા. રા. મીસ્ત્રી જયંતીલાલ છગનલાલ. અમદાવાદ. (૪ ગ્રાહક) (૩) રા. રા. પી. એમ. યાજ્ઞીક. વાવ (૨ ગ્રાહક) (૪) રા. રા. માસ્તર હરીલાલ લલ્લુભાઇ ભરૂચ. (૨ ગ્રાહક) (૫) રા. રા. નગીનદાસ રામજી ભાઇ. ધરમપુર (૨ ગ્રાહક) (૬) રા. રા. કાનજીભાઇ વેણીરામ વ્યાસ માંડલ. (૨ ગ્રાહક) (૭) રા. રા. માસ્તર ભીખાભાઇ નીછાભાઇ. વાપી (૨ ગ્રાહક) (૮) રા. રા. માસ્તર મુરાદઅલીભાઇ વલીભાઇ. કરાંચી (૨ ગ્રાહક) (૯) રા. રા ભાવસાર ઘેલાભાઇ ગોરધનદાસ. ગણુદેવી. (૨ ગ્રાહક) (૧૦) રા. રા. બી. એમ. જોશી આકોલા (૨ ગ્રાહક) (૧૧) રા. રા. પરસોતમ નાનચંદભાઇ. સાણંદ (૨ ગ્રાહક)

નીચેના બંધુઓએ અકેક ગ્રાહક વધારવાની કૃપા કરી છે તે માટે તેમના આભારી છીએ.

(૧૨) રા. રા. જાની દુલભરામ કલ્યાણજી. (૧૩) રા. રા. દેસાઇ ધીરજલાલ ખંડુભાઇ. નવાપુરા. (૧૪) શેઠ ડાહ્યાભાઇ ચુનીલાલ વહેરા. (૧૫) રા. રા. શીવશંકર ગોવીંદજી ત્રવાડી. દેલોદર (૧૬) શ્રીમાન્ શા. ફકીરચંદ ત્રીભોવન પડીઆલી અમદાવાદ (૧૭) રા. રા- રતનલાલ હરીલાલ દહેગામ.

# પ્રેમ મંદીરનું દ્રશ્ય.

(લેખકઃ-ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા-સુરત.)

કેટલાક સમયથી કાશીરાજના અંતઃપુરના ઉધાનમાં એક નવિન માળી આવ્યો છે. તેનું નામ વસન્ત છે. રૂપ અને ગુણમાં તે ઋતુરાજ વસન્તથી કોઇ પ્રકારે ઉતરતો નથી.

એક દિવસ પ્રભાતમાં એક અજાણ્યો યુવાન નોકરીની ઇચ્છાથી રાજસભામાં આવ્યો ત્યારે તેને જોઇને સભાસદોના ઇર્ષાકુટિલ હૃદયો પ્રીતીરસથી ઉભરાઇ ગયા. વૃદ્ધ મંત્રીનું સંદિગ્ધ અને ગંભીર ચિત સ્નેહસ્પર્શથી ચંચળ થઇ ઉઠયું અને રાજાના નેત્રો પ્રેમ અને આશ્ચર્યથી વિકાસ પામ્યા. રાજસભાની એક બાજુ ચકમાં બેઠેલી રાજ્યરમણીઓના ચક્ષુ સ્થીર થઇ ગયા.

રાજાએ તેને આદરપૂર્વક સ્થાન આપી પૂછ્યું "યુવક તમે કોણ છો? તમે કયા દેશમાં કયા કુટુંબને તમારા જન્મથી સુખી કર્યું છે? તમારૂં શરીર સુકુમાર અને સુંદર છે. તમે શું કામ કરશો? તમારે કામ કરવાની કંઇ જરૂર નથી માત્ર તમારા સહવાસથી મ્હારી રાજ્યસભાને આનંદિત કર્યા કરો."

વસન્તે મૂર્તિમાન્ વિનયથી-શાંતીથી અને દ્રઢતાથી કહ્યું "કામ વિનાનો માણસ હંમેશા અશાંત હોય છે. કૃપા કરીને એ અશાંતીથી આપ મ્હારી રક્ષા કરો. મ્હારી સામાન્ય શક્તિને આપની

સેવામાં અંગીકાર કરો." રાજાએ પ્રસન્ન થઇ કહ્યું "ભલે યુવક, કહો તમે કયું કામ કરશો? તમને સેનાપતિ, મંત્રી, રાજકવિ વગેરેમાંથી શું બનવું છે? તમને કયું કામ પસંદ છે?"

વસન્તે હાથ જોડી કહ્યું "મહારાજ, હું અસમર્થ છું. કોઇ મોટા કાર્યનો ભાર ઉપાડવાને અયોગ્ય છું. મ્હારી ઇચ્છા છે કે મહારાજના ખાસ ઉદ્યાનનો માળી થાઉં. નિત્ય નવા નવા પુષ્પના હારથી મહારાજાની પૂજા કરૂં અને સહવાર સાંજ વીણાના સુરમાં મહારાજના ગુણ ગાયા કરૂં. એ શિવાય કંઇ ઇચ્છા નથી."

બધા સમજ્યા કે સ્વરૂપ તો સુંદર છે પણ ગાંડો છે. રાજાએ દયા કરીને ગાંડાની પ્રાથના સ્વીકારી. તેજ દિવસથી વસન્ત અંતઃપુરના ઉદ્યાનનો માળી થયો.

(૨)

ઉદ્યાનના એક ખુણામાં વસન્તની ઝુંપડી છે. તે વૃક્ષના પાંદડાં અને લતાઓથી ઢંકાઇ ગઇ છે. અંદર ફુલોના ઢગલા પડી રહે છે. સોના મુગા વૃક્ષો, ફુલોના મનોહારી દર્શનથી વાચાળ થઇ જાણે કોકિલ કંઠથી ગાઇ રહ્યા હોય એમ લાગે છે. પ્રભાતે અને સંધ્યાસમયે વસન્ત વીણાના સૂર મેળવી ગાય છે તેથી વાયુ ઉન્મત્ત થઇ જાય છે અને રાજયપ્રાસાદના દરેક ખંડમાં આનંદસ્રોત વહેવડાવી મૂકે છે. સવારે અને સાંઝે વસન્ત વિવિધ પ્રકારના પુષ્પો ચુંટી તેના હાર બનાવે છે તે હૃદયને પુલકિત કરે છે--દંપતિઓના મેળાપને મધુર અને દ્રઢ કરે છે અને અવિવાહિત યુવક-યુવતીઓના પ્રાણને પ્રણય વેદનાથી પીડિત અને વિરહ-વ્યથાથી વ્યાકુળ કરે છે.

સાંઝ સવારે નવિન માળીનો ભક્તિપૂર્ણ ઉપહાર ( પુષ્પહાર ) લેવાને માટે જ્યારે રાજકુમારીઓ ગુલાબની ક્યારીઓને કિનારે અને બકુલ-વેલીઓની નીચે મણિશીલાઓ ઉપર જ્યારે પોતાના કોમળ ચર્ણથી નપુર-ઝંકાર કરતી આવે છે ત્યારે આખુ ઉધાન પ્રસન્ન થઇ જાય છે. વૃક્ષોના પુષ્પમુખમાં હાસ્ય ઉભરાતુ અને કોકિલા તથા પપૈયાના કંઠ ખુલી જતા. એ સમયે વસન્ત કોમળ પાંદડાઓમાં પાણી છાંટી રાખેલી પુષ્પની માળાઓની ભેટ લાવી પોતાની સેવાવૃત્તિનું સાર્થક કરતો હતો.

વસન્ત અનેક પ્રકારની માળાઓ ગુંથતો હતો. કુમારી ઇંદીરાને માટે કમળની, કુમારી શુકલાને માટે પ્રફુલ્લીત ગુલાબોની અને કુમારી આનંદિતાને માટે ચમેલીની માળાઓ ગુંથી અર્પણ કરતો હતો.

આ સર્વની પછી એક બીજી યુવતી આવતી હતી. તે કાળી અને કુરૂપ હતી અને તે મુજબજ તેનું નામ પણ રાજકન્યા યમુના હતું. બધા જાણતા હતા કે યમુનાનું સ્વરૂપ શ્યામ છે. ચન્દ્રના શરીરમાં જેમ કલંક છે તેમ સુંદરીઓમાં યમુનાની રૂપહીનતા હતી. કલંક હોવા છતાં જેમ ચન્દ્ર સુંદર દેખાય છે તેમ યમુનાનું શ્યામ સ્વરૂપ પણ લલનાઓમાં ઢંકાઇ જતું. યમુના જાણતી હતી કે હું કુરૂપ છું તેથી મલમલની ગુલાબી સાડી પહેરી તે સર્વની પાછળ આવતી તેના નેત્રોની પલક હંમેશા લજ્જીત અને ચરણકુંઠિત રહેતી. કંઠ મૃદુ અને હૃદય ભીરૂ હતું. વિધાતાએ તેના અંગોમાં દુર્નિવાર પરાભવ અંકિત કર્યો હતો. તે છુપાવવાનું એનામાં સામર્થ્ય નહોતું. અન્ય સર્વ રાજકુમારીઓ પોતાના સ્વરૂપ સૌંદર્યથી ઉન્મત્ત

થઇ હસતી, ગાતી અને નાચતી હતી ત્યારે એની ગતી અકુંઠિત અને વ્યવહાર શાંત હતો. રાજકુમારીકાઓ જ્યારે વસન્ત સન્મુખ હસતી, બોલતી અને ફુલની માળાઓ પહેરી છુટા ફુલોને ઉછાળતી હતી ત્યારે વસન્ત પ્રસન્ન ચિત્તથી તેમના ચરણોમાં પુષ્પોની અંજલી અર્પણ કરતો. વીણાનો મધુર નાદ કરતો અને સુલલિત છન્દોમાં તેમના સૌંદર્યનું સ્તવન કરતો હતો. અને યમુના શું કરતી હતી ? તે એ સમયે ભય અને લજ્જાની મારી એક બાજુ ગુપચુપ સંતાઇ રહેતી. કોઇ એની તરફ ઝાંખીને પણ જોતું નહિ.

તેનામાં શરમાળપણું હતું અને તેની આટલી અવહેલના (અપમાન) થતી હતી તો પણ તે આવ્યા શિવાય રહેતી નહિ. વસન્તે પોતાના પૃષ્પહારમાં-સંગીતમાં-વીણામાં-વાતોમાં-હાસ્યમાં, સૌંદર્યમાં અને યૌવનમાં મીશ્ર કરી જે વિચિત્ર રાગણી પોતાની ચારે બાજુ ફેલાવી હતી તેના અદશ્ય સ્પર્શે તે રૂપહીનાના અંતઃકરણમાં એવો ખેંચાણુકારક સૂર ભરી દીધો હતો કે જેનો નિશો ભારી લજ્જા અને અવહેલનાની પણ પરવા કરતો નહતો. બીજી સર્વે કુમારીકાઓ તો હસવા, ગાવા, અને રમવા આવતી હતી પણ યમુના માત્ર તરસ છીપાવવા આવતી હતી. સર્વે વસન્તની સેવા સ્વીકારવા આવતી હતી પણ યમુના પોતાના શ્યામ, સજળ અને ઉજ્જવલ નેત્રોની તીરછી નજરથી વસન્તના સૌંદર્યની પુજા કરવાને આવતી હતી.

વસન્ત આ સમયે પોતાના તારૂણ્યના ચમત્કૃત સૌંદર્યની નિશામાં ચકચુર થઇ ગયો હતો. શ્યામ સ્વરૂપા યમુનાને આ સૌંદ

ર્યના બજારમાંથી ખસેડવાનો કોઇ ઉપાય નહોતો તેથી અને સભ્યતાના નિયમનું પાલન કરવા અન્ય કુમારીઓ માટે માળા ગુંથતા વધેલા જેવા તેવા સુગંધહીન ફુલોની એક માળા બનાવી રાખતો હતો. રાજાઓના દ્વારપર જેમ ભીખારીઓને ભીક્ષા આપવામાં આવે છે તેમ નિરસ્કાર યુક્ત દ્રષ્ટી સાથે આ માળા તે યમુનાને આપતો. પણ યમુના તે માળાને દેવના પ્રસાદ સમાન ગણી બહુ શ્રધ્ધા સાથે પોતાના ગળામાં પહેરતી.

વસન્તનો બગીચો પુષ્પોથી શુશોભિત રહેતો. ચન્દ્રની ચાંદની અને યુવતીઓના સૌદર્યથી ઝળકી રહેતો. પક્ષિઓના કલરવ અને રમણીઓના હાસ્યકૌતકથી ધ્વનિત રહેતો. ફુવારાઓની અખંડીત ધારાઓ અને હ્રદયની અજસ્ત્ર પ્રતિનું પાન કરતો અને મણિદીપકોના પ્રકાશથી અને વિશાળ નેત્રોના ચમકારથી ઉજ્જવળ થઇ રહેતો. દિવસ પછી દિવસ અને રાત પછી રાત એ પ્રકારે સમય વહ્યો જતો હતો. યુવતીઓનું ટોળુ વસન્તને ઘેરી આનંદમગ્ન અને પ્રચુયોન્મત્ત થતું. તરૂણીઓ વસન્ત સાથે જેટલો સહવાસ વધારતી હતી તેટલોજ વસન્ત હ્રદયશુન્ય થતો હતો. અને ધીરે ધીરે એ શુન્યતાને પૂર્ણ કરી કોઇ સુંદરીને પોતાના જીવન મંદીરમાં સ્થાપન કરવા અધીરો થતો હતો.

(૨)

એક દિવસ સંધ્યા સમયે ઉદ્યાનના પ્રત્યેક વૃક્ષપર ફુલો ખીલી રહ્યા હતા. તેની સુગંધથી મત્ત થઇ કોકિલ અને પપૈયા પ્રલાપ કરતા હતા-અને હજારો દિપકોની જ્યોતી વચ્ચે ફુવારાનુ

જળ હીરાની માળાઓ સમાન દેખાતું હતું ત્યારે રાજકુમારી ઇંદિરા સાક્ષાત લક્ષ્મી સ્વરૂપા વસન્તની ઝુંપડીના દ્વારપર આવી ઉભી હતી. વસન્ત તત્કાળ ઉઠી ઉભો થયો અને ફુલોથી ભરેલી ટોપલી તેના ચરણ આગળ ધરી બોલ્યો "ઇંદિરા તમે બહારના પુષ્પો તો નિત્ય લઇ જાવ છો તો મ્હારા અન્તરનું અતુલનિય પુષ્પ શું તમારા ચરણમાં સ્થાન નહિ પામે? અને આ પુષ્પવન શું વિવાહોત્સવથી પ્રફુલ્લિત નહિ થાય?"

ઇંદીરા ફુલોને પગથી લાત મારી વિજળીના કડાકા જેવા ઘોર અવાજે બોલી "એક નીચ માળીનું આટલું બધું સાહસ? કેમરે! મ્હારી મહેરબાનીને શું તું પ્રેમ સમજે કેમ?" તને શું ત્હારી ઝુંપડીમાં એક રાજકન્યાને રાખવાનો શોખ થયો છે? તું નથી જાણતો કે મ્હારા પાણિગ્રહણ માટે કર્ણાટકનરેશે યાચના કરી છે? ત્હારા સાહસનું ફળ શુળી પર મળશે."

વસન્તના હૃદયમાં આથી જે અપમાનજનક વેદના થઇ તે શુળીના અઘાત કરતા કોઇ રીતે ઓછી નહતી. તેણે ઇંદિરાના ચરણનાં પોતાના હૃદય ભંડારનું શ્રેષ્ટમાં શ્રેષ્ટ બહુમૂલ્ય અર્ધ્ય અર્પણ કર્યું હતું પણ તેનો બદલો તુચ્છતા અને અપમાનથી મળ્યો હતો. સંસારમાં શું પ્રેમ અને ભક્તિનો બદલો આવીજ રીતે મળે છે?

વસન્તે ઇંદિરાના પગમા પડી કહ્યુ "શુળી પર ચઢાવવો હોય તો ચઢાવજો તેની હું ના કહેતો નથી. પરંતુ રાજકુમારી વિચારી જુઓ કે બહારથી દીન હોવા છતાં અંતરમાં હું દીન નથી. જે ઐશ્વય મેં તમારા ચરણોમાં કુરબાન કર્યું છે તે તમને કોઇ રાજા મહારાજાના મહેલમાં પણ મળશે નહિ."

ઇંદિરા હસી પડી. તેના ઉપહાસે વસન્તના હૃદયને આરપાર વીંધી નાખ્યું.

વસન્તે વિનિત સ્વરથી કહ્યું "મ્હારી આટલા દિવસની સેવાના બદલામાં મારો એક છેવટનો શબ્દ માનશો તો ઉપકાર થશે. કાલે પ્રભાત પહેલા આ વાત કોઇને કહેશો નહિ. હું એકવાર કુમારી શુકલા અને આનંદીતાની સાથે પણ મ્હારા ભાગ્યની પરીક્ષા કરવા ઇચ્છુછું." ઇંદીરાએ ગર્વિત સ્વરે કહ્યું "ઠીક તમારી પ્રાર્થના મંજૂર છે. હું પોતેજ તેમને બોલાવું છું પણ એટલો નિશ્ચય રાખજો કે આ તમારી દુરાશા છે. ખાત્રી રાખજો કે કોઇ પણ રાજકુમારી માળીના ગળામાં વરમાળ નહિ નાખે. વધારે તો શું પણ યમુના પણ તમને નહિ પસંદ કરે. માળી ગમે તેટલો સુંદર અને મનોહર હોય છતાં રાજકુમારીઓ તેને પોતાનો પ્રણયી બનાવી શકતી નથી."

ઇંદીરાએ જઇને શુકલાને મોકલી. શુકલાએ પણ એજ પ્રમાણે વસન્તના પ્રણયનિવેદનનો તિરસ્કાર કર્યો અને ચાલી ગઇ. પછી આનંદીતા આવી તે પણ તે વ્યથિત માળીને જ્વાળામય શબ્દોથી વધારે દુઃખી કરી ચાલી ગઇ. આનંદીતાએ હસીને યમુનાને કહ્યું "અરે યમુના, જા તને વસન્ત બોલાવે છે."

વસન્ત–બોલાવે છે ? મને ? આનંદથી–ઉલ્લાસથી–સંકોચથી લજ્જાથી–આશાથી અને અનેક આશંકાઓથી યમુનાનું હૃદય ધબકી રહ્યું હતું. તેણે બ્હેનોના પરિહાસ તરફ ધ્યાન ન આપતા તીર્થ–યાત્રી ભક્ત માફક પરમ આનંદથી પ્રથમમિલને થતા કમ્પિત હૃદયથી, લજ્જાથી અને સંકોચથી ધીરે ધીરે જઇ વસન્તની સન્મુખ

ઉભી. વસન્ત આ સમયે પૃથ્વીપર પડી રૂદન કરતો હતો તેણે યમુનાને જોઇ પણ નહિ. વસન્તને રૂદન કરતો જોઇ યમુનાનુ હૃદય ચીરાવા લાગ્યુ. તે સમજી શકી નહિ કે તેની નિર્મોહિની બ્હેનોએ વસન્તને કઇ દારૂણવ્યથા કરી હતી. યમુનાએ દયાપૂર્ણ દ્રષ્ટીએ-કંપિત કંઠે કહ્યું " વસન્ત. " વસન્ત ગર્જના કરી ઉઠયો " જા. દૂર થા. જલ્લાદને બોલાવ કે તે મારો પ્રાણ લે "લજ્જાથી વ્યથિતા અને મિતભાષિણી યમુના સજળ નેત્રો સાથે ધીરે ધીરે ચાલી ગઇ. સુન્દરી કુમારિકાઓએ હસીને પૂછ્યું " યમુના માળીએ તને શું કહ્યું ? "કંઇ નહિ "

સુદરીઓ પોતાના અટ્ટહાસ્યથી વૃક્ષપરના પક્ષિઓને ભયભીત કરતી બોલી " વાહરે શોખીન માળી ત્હને શ્યામ પતિ તો ગમતી નથી ? યમુના, એ વાતનો વિચાર કરતા પણ શરમ આવે છે કે તું અમારી બ્હેન છે અને સામાન્ય માળી પણ ત્હારો તિરસ્કાર કરે છે. અમારી પાછળ છાયાની મોફક ફરવાથી ત્હને શરમ નથી આવતી ?"

આ અપમાને યુમનાનો સ્પર્શ પણ કર્યો નહિ કારણ કે એ તો તેને હંમેશ મળનાર પદાર્થ-અલંકાર હતો પણ વસન્ત તરફનું પોતાની બ્હેનોનું અમાનુષિક વર્તન જોઇ તેને બહુ પીડા થઇ. યમુના કદી પોતાના શોણીતાશ્રુઓથી ભીના થયલા હૃદયમાં રાખી વસન્તને આ નિષ્ઠુરતાથી બચાવાતે તો બચાવી લેતે પરંતુ બિચારી શું કરે ! અસમર્થ હતી.

એ પુષ્પવનના મંદમંદ પવનની લહેરો યુમનાના હૃદયસરોવરમાં દુઃખમયી જગોતી ઉત્પન્ન કરતી હતી. ઉદ્યાનના જીવનસ્વરૂપ

માળીના કષ્ટને જોઇને ફુલોનું વિકાસ પામવું.-પક્ષિઓનો કલરવ ભમરોનું ગુંજન સર્વ બંધ હતું. આજ પુમનાની લજ્જા તેના વેદનાહત હૃદયમાં તીક્ષ્ણ છુરીની માફક વ્યથા કરતી હતી.

(૪)

બીજે દિવસે રાજ્યકુમારીઓની અવજ્ઞા કરનાર અસભ્ય માળીને કેદ કરી રાજસભામાં લાવવામાં આવ્યો. રાજકન્યાઓએ ઘણા દિવસથી નરહત્યાનું દ્રશ્ય જોયું નહોતું. તેમણે રાજાને પ્રાર્થના કરીકે એની અસભ્યતા બદલ ફાંસીનીજ શીક્ષા કરવી જોઇએ. વસન્તે નિરાશાભર્યા જીવનમાં જીવવા કરતાં મૃત્યુ વધારે સારૂ સમજી પોતાનો અપરાધ કબુલ કર્યો. છેવટે બહુ કષ્ટ સાથે રાજાએ જીંદગી સુધી કેદમાં રાખવાની શીક્ષા કરી. કુમારીકાઓએ કહ્યું. "ભલે કેદનીજ શીક્ષા કરવી હોય તો એને અંતઃપુરના કારાગારમાં કેદ કરો."

રાજાએ કહ્યું "તથાસ્તુ."

અન્તઃપુરની દયામયી દેવીઓનો જેની ઉપર કોપ થતો તે કમનશીબો માટે અંતપુરમાં એક અન્ધ કારાગાર બનાવવામાં આવ્યું હતું. આ કારાગારમાં એવી કોઇ જગ્યા નહોતી કે જ્યાંથી થોડો ઘણો પ્રકાશ અંદર જાય. માત્ર થોડી હવા જવાને માટે બે ચાર ન્હાના ન્હાના છીદ્રો હતા અને જમવાની થાળી આપવા માટે એક નાની સરખી બારી હતી. મરણ જલદી ન થાય તેને માટે આ વ્યવસ્થા હતી. કેદીઓના આરામ માટે નહિ. દયામયી દેવીઓની આજ્ઞા હતી કે પ્રકાશ હવા, અને ભોજન જેટલું જઇ શકે તે સર્વને વાંધાવગર જવા દેવું પણ આજ્ઞા હોવા છતાં પણ

ઉકત દ્વારોથી દાખલ થવાની હવા અને પ્રકાશની મુચ્છા થતી નહિ કેમકે જે જગાએ છીદ્રો હતા તેની આગળ પત્થરની એક ઉંચી દીવાલ હતી. આ કેદખાનામાં જે અભાગી દાખલ થતો તેનો ધૈર્યપૂર્વક મૃત્યુની રાહ જોવા શિવાય બીજો કોઇ ઉપાય હતો નહિ. ભોજન આપવાની જગા એટલી ઉંચી હતી કે અંદરનો મનુષ્ય બહારનાને અને બહારનો અંદરનાને જોઇ શકતો નહિ માત્ર હાથ ઉંચા કરી આપવા લેવાનું કાર્ય થતું. ભોજનનું પાત્ર ખાલી કરી બારીની અંદર પાછુ મૂકી દે એવી વ્યવસ્થા હતી. જે દિવસે ભોજનનુ પાત્ર ખાલી થયા શિવાય એમને એમ પડી રહે તે દિવસે સમજાતુ કે કેદીને કંઇક રોગ થયો હશે. આવી રીતે સાત દિવસ સુધી પાત્રમાંથી કેદી અન્ન ન લે તો સમજાતુ કે તે આ ભવયંત્રણાથી મૂકત થઇ ગયો હશે અર્થાત્ મૃત્યુ પામ્યો હશે.

વસન્તને પણ આ ભયંકર કારાગૃહમાં રાખવામાં આવ્યો. તેની સર્વ આશા આકાંક્ષાઓની માતા પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, પ્રકાશ, આકાશ, પુષ્પ, વાયુ સર્વ કારાગૃહની દીવાલમાં લુપ્ત થઇ ગયા હતા.

રાજકુમારીકાઓ બારી પાસે ઉભી રહી હસતા હસતા કહેતી "કેમ રે વરરાજા! સાસરામાં કેવો આનંદ મળી રહયો છે? રસિક માળી અમે તમારે માટે વરમાળા લાવ્યા છીએ તે ગૃહણ કરો!" એ પછી વસન્તની પાસે એક કાંટાઓની માળા ફેંકી તે નિર્દય હાસ્ય કરતી. યમુનાના હૃદયમાં કુમારીકાઓની આ વ્યવહાર નિષ્ઠુરતા બહુજ દુઃખ ઉત્પન્ન કરતી પણ કંઇ ઉપાય નહોતો. વસન્તને આ વ્યવહારથી વધુ દુઃખ થતુ નહિ કારણ કે તેની સાથેનો પ્રથમ વ્યવહારજ એવો મર્મભેદી હતો કે નવિન વેદનાઓનો તેને સ્પર્શ

થતો નહિ. અંધારામાં બેસી મહા પ્રયત્ને કાલાવાલા કરી આણેલી પોતાની વીણાના નાદ સાથે પોતાની હાર્દિક વેદનાના ગીતો ગાતો ત્યારે આખો રાજમહેલ વિષાદસાગરમાં ડૂબી જતો. તે સમયે નિષ્ઠુર રાજકુમારી હસીને કહેતી "જુઓ વરરાજા આજે સાસરામાં ગાયન ગાઇ રહ્યા છે."

(૫)

રાજકુમારીકાઓએ હવે કેદખાના પાસે આવવાનું છોડી દીધું. વસન્તને તેમના ન આવવાથી ચારે બાજુ કંઇક પ્રસન્નતાનો અનુભવ થયો. ભોજનનું પાત્ર નિયમ મુજબ સવાર સાંજ તેના સ્થાનમાં મૂકાતું. વસન્તે જોયું કે તેના ભોજનમાં હવે ઉત્તમ પદાર્થો આવે છે સાથે એક એલચી, કેસર વગેરે મસાલાવાળા દુધનો કટોરો પણ આવતો અને તેની આજુબાજુ એક સુગંધીત પુષ્પમાળા લપટાયલી રહેતી. વસન્ત સમજયો કે પાષાણહૃદય રાજમહેલમાં એક કોમળ હૃદયની વ્યક્તિ પણ છે. તેના હૃદયમાં હંમેશ પ્રશ્ન ઉઠતો કે એ કરૂણામયી કોણ છે!

ધીમે ધીમે વસન્તનું હૃદય આ ભોજન લાવનાર કરૂણામયી રમણી તરફ આકર્ષાયું. વસન્ત હવે સવાર સાંજ બારી તરફ નજર રાખતો કે કયારે એ કોમળ હાથથી ભોજન મૂકાય છે. ધીમે ધીમે એ હાથના દર્શન કરવાનો તેને એક જાતનો અભ્યાસ થઇ ગયો. બહાર પાંદડાઓનો અને કોઇના પગલાનો અવાજ થતા વસન્ત બારી તરફ આતુર નેત્રે જોઇ રહેતો. આ સમયે તે પોતાના મનોયોગનું કેન્દ્ર કાન અને નેત્રોને બનાવી બેઠો હતો. જ્યારે રમણી

અન્નપૂર્ણા સમાન ભોજનનું પાત્ર મુકી મૃદુ અને મધુર કંઠથી બોલતી "વસન્ત" ત્યારે વસન્ત પ્રફુલ્લિત થઈ છલંગ મારી બારી પાસે જઇ ભોજનપાત્ર લેતો.

રમણીના કોમળ હાથ વસન્તનું જીવનસર્વસ્વ હતા. એ હાથના આકારને, નખને, હથેલીની રેખાઓને અને ડાબા હાથ પરના કાળા તલને નિરંતર જોઇ વસન્ત તેનાથી એટલો પરિચિત થઇ ગયો કે હજારોમાથી તેને એ હાથ શોધવાનું કહેવામા આવે તોપણ શોધી શકે. તે હાથમાંથી ભોજન પાત્ર લેતાં કોઇ કોઇ વખત તેની આંગળીઓના સ્પર્શથી વસન્તને રમ-રોમાંચ થતો અને તે કહેતો કે જેની આ આંગળીઓ છે તે તરૂણી લજ્જામયી અને દયાવતી છે. વસન્ત વિચાર કરતો હતો કે આ હાથ જે શરીરને અલંકૃત કરે છે અને આ દયાદ્ર કંઠસ્વર જે શરીરનો શ્રંગાર છે તે શરીર કોણુ જાણે કેટલું સુંદર-કેટલું દિવ્ય અને પ્રસંશનીય હશે.

એક દિવસ વસન્તથી રહેવાયું નહિ. તેણે ભોજનપાત્ર મૂકતી વખતે તે સુંદરીના બન્ને હાથ પકડી કહ્યું "દેવી ! મ્હારા ઉપર આ ઉપકાર કોની તરફથી કરોછો ? આ ગરીબ કેદીને ગાઢા બંધનોથી બાંધનાર કોણુ છે ? શું હું આપનો દેવાદારજ રહીશ ? આ કેદખાનામાં તમારા ઉપકારનો બદલો વાળવાનો કાંઈ રસ્તો મને દેખાતો નથી."

યુવતીએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું "માળી, તમે શા માટે મ્હોઓ છો ? જે તમારા ભારી ઉપકારથી દબાઇ રહી છે તે માત્ર તમારા ઉપકારનો બદલો વાળવાની ચેષ્ટા કરે છે."

વસન્તે વિસ્મીત થઇ પૂછયું " મેં ઉપકાર કર્યો છે ? કોની ઉપર ? તમે કોણ છો ? "

તરૂણીએ કહ્યું " મારૂં નામ સુભદ્રા છે. "

વસન્ત નમ્ર સ્વરથી બોલ્યો " ભદ્રે, તમે કોણ છો તે ન જાણવા છતાં તમારી દયા જોઇ મને ફરીથી વિશ્વમાં-નરલોકમાં આવવાની ઇચ્છા થઇ છે. "

તરૂણીએ કાતર સ્વરે કહ્યું "હું કદાચ મ્હારો પ્રાણ આપીને તમને છોડાવી શકતે તો તેમ કરવામાં પણ આનાકાની કરતે નહિ." તરૂણીનું આ વાકય આંસુઓથી ભીનું થયું હતું. વસન્તના હૃદયમાં કંપ થયો. તેણે મુગ્ધ થઇ પૂછ્યું "રાજકુમારીઓ શું આ હત ભાગ્યને એકવાર પણ યાદ કરતી નથી?" "નહિં, વસન્ત તેમને એવી તુચ્છ વાતોના વિચાર કરવાનો અવકાશજ મળતો નથી. ઇંદીરા શૂકલા અને આનંદિતા ત્રણે કર્ણાટક, કલિંગ અને ભદ્રદેશના સિંહાસનોને રાણી થઇ શોભાવવાની ચિન્તામાં વ્યગ્ર થઇ રહીછે."

"અને રાજકુમારી યમુના?"

"તે બિચારી સાહસહીન, શક્તિહીન અને સૌન્દર્યહીન છે. ત્હેના બહારના રંગને વિધાતાએ ઢાંકી રાખ્યો છે. અન્તરંગને તેણે પોતે ઢાંકી રાખ્યો છે. પોતાની બ્હેનોના પાપનું પ્રાયશ્ચિત તે ભોગવી રહી છે. અન્તઃપુરમાં એક નિરપરાધી મનુષ્ય ક્ષણે ક્ષણે મૃત્યુના મુખમાં જઇ રહ્યો છે તેને છોડી તે કંઇ જઇ શકતી નથી. વસન્ત! તે નીરંતર તમારૂં સ્મરણ અરે સ્મરણ તો શું તમારા નામની માળા જપે છે."

વસન્તે લજ્જીત થઇ કહ્યું "મેં તો તેને કદી સંતુષ્ટ કરી નથી. સુગંધહીન પુષ્પોની બેડોળ માળા બનાવી અનાદર પૂર્વક આપતો હતો.'

સુભદ્રાએ વિનયપૂર્ણ કંઠે કહ્યું "તે તો આપના એ પ્રસાદને બહુ આદરપૂર્વક પોતાના મસ્તકે ચઢાવતી હતી. તેને તેના જીવનમાં એથી કીમતી ભેટ કદી મળી નહોતી તેથી તમારા તરફની ભેટ બહુ પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કરતી હતી."

"એમ હતું તો તેણે મ્હારૂં પ્રણયદાન કેમ ન સ્વીકાર્યું ?"

"એટલા માટે કે તે હતભાગિની છે. જે વખતે તે આપની પાસે આવી તે સમયે આપે કંઇ કહ્યું નહિ. માત્ર તમારી વ્યથાથી ત્હેને દુઃખી કરી વદાય કરી. બચારી બહુ લજ્જાળુ અને સાહસ હીન છે તેથી તમારી સામે પોતાની ઇચ્છા પ્રકાશિત કરી શકતી નથી. ત્હેની ઇચ્છાથીજ હું આપની સેવા કરૂં છું."

વસન્તે સુભદ્રાના હાથ દાબી કહ્યું "ભદ્રે, તમારી વાતો સાંભળી હવે મને જીવવાની ઇચ્છા થાય છે. કેમકે સંસારની બધી સ્ત્રીઓ ઇંદીરા, શુકલા અને આનંદીતા નથી તેમાં યમુના અને સુભદ્રા જેવી પણ છે. ભદ્રે, મેં યમુનાને જોઇ હતી પણ તે આટલા ઉત્તમ સ્વભાવની હશે એવું જાણતો નહોતો. જેનું કુરૂપ જોઇ મેં જેનો અનાદર કર્યો હતો તેની આવી દયા જોઇ મને અસહ્ય લજ્જા લાગે છે. મ્હારી સૌંદર્યલોલુપતા માટે અને મ્હારા અવિનય માટે તેની પાસે તમે મ્હારા તરફથી ક્ષમાની પ્રાર્થના કરજો અને દેવી, જો તમે મને ગ્રહણ કરવાની કૃપા કરો તો હું જીવી શકીશ અને આ ભયંકર કારાગૃહમાંથી સહજમાં બહાર આવી શકીશ."

સુભદ્રા બોલી " હું પણ યમુનાની માફકજ સૌંદર્યહિન છું. ધનહિન છું."

વસન્તે ઉત્તેજીત સ્વરે કહ્યુ " જો તમારૂં સ્વરૂપ શ્યામ હશે તો ગોપીઓના કૃષ્ણની માફક તે મારા નયનનો આરામ થશે. જેના હાથ આવા દુઃખોને હરનારા, હૃદય સદય છે અને વિનયનમ્ર મધુર કંઠ છે તેના સૌંદર્યે સીમા નથી. તેની તુલના આખા જગતના સૌંદર્ય સાથે પણ થઇ શકે નહિ. એટલુંજ કહો કે તમે મને ચ્હાહો છો ? કદી આ કેદખાનાની બહાર આવી શકું તો રાજકુમારીઓનો સંગ છોડી આ ગરીબ માળીની ઝુંપડીમાં રહી શકશો ? એક સાધારણ માળીનો હાથ પકડી શકશો ?"

સુભદ્રા શરમાઇ ગઇ. તે પોતાના મોઢે કેવી રીતે કહી શકે કે "હું તમને મારા પ્રાણ કરતા પણ વધારે ચ્હાઉં છું. સર્વ છોડીને તમારી ઝુંપડીમાં રહી શકીશ."

જવાબ ન મળવાથી વસન્તે ફરી કહ્યું " સુભદ્રે ! કહો, આ હત્ ભાગ્યનું સુખદુઃખ-જીવન મરણ તમારા જવાબ ઉપર આધાર રાખે છે. શું તમે આ સામાન્ય માળીને ગ્રહણ કરી શકશો?" સુભદ્રાએ લજ્જાથી સંકોચાઇ કહ્યું " વસન્ત ! જો તમે સામાન્ય માળી છો તો હું પણ અસામાન્યા નથી. જો તમે મને શ્યામ, કુરૂપ જાણવા છતાં ગ્રહણ કરો તો તમારી ઝુંપડી મારે માટે રાજ્યમહેલ કરતાં પણ કીમતી સમજીશ."

વસન્તે તેનો હાથ દબાવી કહ્યું. "સુભદ્રા ! હું જીવીશ. તમારે માટેજ જીવીશ. હવે તમે મને કંઇ લખવાનો સામાન લાવી આપો જેથી હું મુક્ત થવાની તજવીજ કરી શકું."

"રાત્રે લાવી આપીશ." એટલું કહી પોતાના પ્રેમીની મુઠ્ઠીને શીતળ કરી તેના હાથમાંથી હાથ છોડાવી સુભદ્રા ચાલી ગઇ.

   

કેદીની આનંદ રાગિણીથી આજે આખો મહેલ એકાએક ચાકત થઇ ગયો. તે મોહિનીધ્વનીથી દરેક શ્રોતાના હૃદયમાં આનંદની લહેરો ઉમઝ થવા લાગી; પરંતુ યમુના કોણ જાણે કેમ એકાંતમાં જઇ રૂદન કરવા લાગી.

વસન્તનું હૃદય આજે પ્રેમપ્રતિદાનથી આનંદીત થઇ રહ્યું છે. સુભદ્રાના કોમળ કરસ્પર્શથી તેનું આખુ શરીર પુલકિત થઇ ગયું છે. તે રાત્રીની રાહ જોતો હતો. તેને લાગ્યું કે આજે આ અંધ કારાગૃહના લોખંડના પ્રચંડ દ્વારો ખુલી ગયા છે અને તે ચંદ્રના શીતળ પ્રકાશમાં પુષ્પશૈય્યા પર બેસી સુભદ્રાને પુષ્પોથી શણગારી રહ્યો છે. કારાગૃહના અંધકારને વધારે ઘોર બનાવતી રાત્રી આવી. બહારથી સુભદ્રાએ ધીરેથી કહ્યું "વસન્ત આ લ્યો."

આનંદિત વસન્તે બહારથી આવતા માત્ર નામના પ્રકાશને આધારે આંખો ફાડી ફાડીને એક પત્ર લખ્યો. અને કહ્યું "ભદ્રે, પ્રતિજ્ઞા કરો કે આ પત્ર તમે અને યમુના કોઇ વાંચશો નહિ. જો દયા કરીને આ પત્ર અવન્તિના રાજયમંત્રી પાસે મોકલી આપશો તો હું મુક્ત થઇશ. સુભદ્રાએ કહ્યું "હું પ્રતિજ્ઞા કરૂં છું કે તમારી આજ્ઞા અક્ષરશઃ પાળીશ."

તેજ રાત્રે એક દૂત તે પત્ર લઇ અવન્તિ તરફ ગયો.

(૬)

દૂતને અવન્તિ જઇને આવતા કેટલા દિવસ લાગશે તેનું હવે વસન્ત અનુમાન કરવા લાગ્યો. તે સુભદ્રાને હંમેશ દૂતના સમાચાર પૂછતો. એક દિવસ સુભદ્રાએ આવી કહ્યું "વસન્ત, આજે અવન્તિના રાજ્યમંત્રી સેનાસહિત આવી પહોચ્યા છે પણ તે તમને છોડાવ-વાનો જરાયે યત્ન કરતા નથી."

વસન્તે હસીને પૂછ્યું "ત્યારે શા માટે આવ્યા છે?"

"તે તો વિવાહ સંબંધ કરવા આવ્યા છે". "કોના?

"રાજકુમારી યમુના સાથે અવન્તિના મહારાજાના ભાઇના અને મહારાજાની સાથે..."

સુભદ્રાને અટકેલી જોઇ વસન્તે હસીને પૂછ્યું "અને મહારાજા સાથે કોના?"

સુભદ્રાએ લજ્જાથી નીચુ મુખ કરી કહ્યું "આ અભાગિની સુભદ્રાના."

વસન્તે ઉત્સાહ બતાવી કહ્યું "ત્યારે તો આનંદના સચાચાર છે."

સુભદ્રા વસન્સતના ઉત્સાહ પ્રકાશથી ખીન્ન થઇ બોલી "વસન્ત એ આનંદની વાત નથી."

વસન્તે વિસ્મિત થઇ પૂછ્યું. "કેમ? અવન્તિનરેશ તો સર્વભૌમ મહારાજા છે. શું સમ્રાટની પ્રાર્થના વ્યર્થ જશે?"

"નહિ. હું જઇશ તો ખરી! પણ સમ્રાટના દરબારમાં નહિ. યમરાજના."

વસન્તે કહયું "સુભદ્રા, હવે મારો છુટકો જલદી થશે. આ અંધકારમાં છેલ્લો મેળાપ છે. કાલે હજારો ઓથેમાંથી તમારા જે હાથને જોઇ હું તમને ઓળખી શકીશ તે હાથપર સ્નેહનું એક મીઠું ચુંબન લેવા દ્યો."

સુભદ્રાએ પોતાના કંપીત હાથ બારીમાંથી આગળ ધર્યા. વસન્તે તેનાપર ચુંબન કર્યું."

(૭)

**બીજે** દિવસે સવારમાં વસન્તની નિશ્ચીંત નિદ્રામાં વિક્ષેપ નાખતા કારાગૃહના બારણા આર્તનાદ કરતા ખુલી ગયા. કાશીરાજે પોતે અવિન્તના મંત્રી સાથે ત્યાં પ્રવેશ કર્યો.

કાશીરાજે વસન્તના ચરણમાં પડી પ્રાર્થના કરી કે "મહારાજ મારા અપરાધો ક્ષમા કરજો." મંત્રીએ કહ્યું "અવન્તિનરેશ ચક્રવર્તી મહારાજા વસન્તરાજની જય થાવ."

વસન્તે કાશીરાજને અભયદાન આપ્યુ અને કારાગૃહમાંથી બહાર નીકળ્યો. થોડાજ સમયમાં સ્નાનાદિ કરી વસ્ત્રાભુષણોથી સુસજ્જીત થઇ ગયો.

કાશીરાજે પોતાની ભયભીત અને લજ્જીત કન્યાઓને વસન્ત સન્મુખ બોલાવી. દરેક આવી નીચા મસ્તકે પ્રણામ કરી દુર ઉભી રહી. સવની પછી યમુના આવી. તેણે લજ્જાથી સંકોચાતા પ્રણામ કર્યા.

કાશીરાજે કહ્યું "મહારાજ આ સર્વ અજ્ઞાન બાલીકાઓનો અપરાધ માફ કરવો પડશે."

વસન્તે કહ્યું "આપની આ તિરસ્કૃતા કન્યા યમુનાના ગુણોથી પ્રસન્ન થઇ સર્વનો અપરાધ માફ કર્યોજ છે અને યમુના! મારા અપરાધને તમે માફ કરો." યમુનાએ શરમથી મસ્તક નમાવ્યું. વસન્ત સર્વ સાથે વાત કરતો હતો પણ તેના વ્યાકુળ નેત્રો સુભદ્રાને શોધી રહ્યા હતા. તેણે તેનું મુખદર્શન કર્યું નહોતું માત્ર કંઠસ્વર અને હાથથી ઓળખી શકતો હતો. પોતાની યાચનાનો જવાબ ન મળવાથી વસન્તે યમુના તરફ જોયું. તેના હાથ જોતાજ તેના આશ્ચર્યની સીમા રહી નહિ. એ તેજ હાથ હતા કે જે કારાગૃહના અંધકારમાં પ્રકાશ કરતા હતા, તેજ આંગળીઓ–તેજ હાથેલીની રેખાઓ અને ડાબાહાથપર કાળો તલ પણ તેજ હતો.

વસન્તનુ મુખ આનંદથી ચમકી ઉઠયું. પ્રણય કૃતજ્ઞતાના મોહક સ્પર્શથી યમુનાની મૂર્તિ વસન્તની દ્રષ્ટીમાં અતુલનીય રૂપવતી દેખાઇ. વસન્તને લાગ્યું કે યમુના યૌવનથી, આનંદથી, માધુર્યથી, સૌંદર્યથી કલ્યાણમયી દેવી બની ગઈ છે. તેણે કાશીરાજને કહ્યું "આપની પાસે એક ભીક્ષા ઇચ્છુ છું"

"ભીક્ષા? મહારાજ શું કહો છો? અપરાધીના અપરાધને વધારો નહિ. આજ્ઞા કરો."

"ઠીક આપે જે અપરાધ કર્યો છે તેના દંડમાં આપના ભંડારમાંથી એક અમૂલ્ય રત્ન લઇશ."

"એ તો આપની કૃપા છે અને મારૂં સૌભાગ્ય છે. બોલો ખજાનચી રાહ જુએ છે."

વસન્તે હસીને કહ્યું "તે ખજાનચી પાસે નથી. જુઓ આ રહ્યું" એમ કહી લોકોના વિસ્મયની પરવા ન કરતા યમુનાના બન્ને

હાથ પકડી ઉભી કરી. પછી હસીને કહ્યું "કેમ સુભદ્રા અથવા દેવી યમુના એક ચક્રવર્તી નરેશ સાથે આવી ઠગાઇ? ઉભા રહો તમને એનો બદલો હમણાજ આપુ છું. કાશીના રાજમહેલમાંથી અવન્તિના રાજમહેલમાં તમને દેશનીકાલ કરવામાં આવે છે. કેમ કબુલ છે? ખાત્રી છે કે આજ તો અવન્તિનરેશની પ્રાર્થના વ્યર્થ નહિ જાય. રાજમહેલમાં નહિ ગમે તો પુષ્પ વનની પણ ખોટ નથી અને ત્યાં પણ આ વસન્ત માળીજ તમારી સેવામાં હાજર રહેશે. ગળામાં ફુલોની માળા પહેરાવશે અને વીણામાં તમારાજ ગુણ ગાશે."

કાશીરાજે આ વિશ્વાસને અયોગ્ય ઘટનાથી વિસ્મિત થઇ કહ્યું "મહારાજ મારી બધી કન્યાઓ અવિવાહીત છે."

વસન્તે કહ્યું "કાશીરાજ, મારો સૌંદર્યનો નિશો હવે ઉતરી ગયો, હીનવેષમાં હું હૃદય ખરીદવા નીકળ્યો હતો. યમુના શિવાય તમારી કોઇ કન્યા મારે લાયક નથી. અહીં મને એ હૃદય મળ્યું છે કે જે હૃદય માગે છે-રાજ્ય નહિ. એમાં એની જીત થઈ છે અને હું આનંદપૂર્વક હાર્યો છું. આ શ્યામસ્વરૂપા મારા રાજ્યને ઉજ્જવળ કરશે. રાત્રી કાળી છે તોપણ તેના શરીરમાં અગણીત તારા ગણની માળાઓ ચમકે છે. કોયલાઓની અંદરજ પ્રકાશમાન હીરા છુપાયલા હોય છે. યમુના તેજ મુજબ અનેક સદ્ગુણોનો ભંડાર છે. તમારી બીજી કન્યાઓને કર્ણાટક, કલિંગ અને ભદ્રદેશના સિંહાસનો દીપાવવા દેાૈ. મને ફક્ત યમુનાજ આપો."

તેજ દિવસે યમુનાના વસન્ત સાથે લગ્ન થયા.

---




( લેખક;-છગનલાલ મેતાપભાઇ ખંભાતી-સુરત. )

આસામના ઈતિહાસનું અધ્યયન કરવાથી આ ચારિત્રનો એક ઉચ્ચ આદર્શ પ્રાપ્ત થાય છે. શિવસાગર જીલ્લાની પ્રાતઃસ્મરણીય રાણી **જયમતી** સત્તરમી સતાબ્દીમાં સહનશીલતા તથા પ્રતિવ્રત ધર્મનું જે ઉજ્જવળ દ્રષ્ટાંત મુકી ગયા છે તે જગતના ઇતિહાસમાં અતુલનિય છે. જયમતી રાણીની અપૂર્વ કથા ભૂતકાળની **સીતા દમયન્તી, તારામતી** આદિ સતી સ્ત્રીઓના પતિપ્રેમની કથાઓને સ્મૃતિ પટપર જાગૃતિ ઉપજાવે એવી છે. જગતના માનવ જીવનનાં ઉચ્ચ આદર્શોનું સંશોધન કરી તેને વાંચક વગ સમક્ષ મુકવા એ અતિ આવશ્યક હોવાથી અત્રે તેવી એક વાર્તાનો ઉલ્લેખ કરવો આવશ્યક ધાર્યો છે.

ઇ૦ સ૦ ૧૬૭૯માં "ચામગુરીયા" રાજવંશના "ચુલીકફા" નામક રાજા આસામના રાજસિંહાસનનો અધિકારી થયો. આ

---

" બુલબુલ " માસિકનો પ્રથમ અંક વાર્તાઓ, કાવ્યો અને વિવિધ વિષયોથી ભરપુર છે. માત્ર દોઢ આનાની ટીકીટ બીડી મંગાવી લો. થોડીજ કોપી શીલકમાં છે.

મેનેજર-પુષ્પહાર—સુરત.

રાજાનું વય નાનું અને શરીર ક્ષીણ હોવાથી તેને "લરા" રાજા કહેતા હતા (લરા શબ્દનો અર્થ આસામી ભાષામાં બાળક યાને શીશુ થાય છે)

વય નાનું હોવા છતાં પણ લરારાજા બુધ્ધિમાન હતો. તેથી તેણે આ સમયે રાજ્યની હાલત તથા મંત્રીઓની શક્તિ વિષે વિચાર કરી રાજા થવા લાયક જે રાજકુમારો હતા તેમને ગુપ્ત ઘાતકો દ્વારા અંગહિન યા પ્રાણુહીન કરી નંખાવવાનો નિશ્ચય કર્યો. કારણ કે એને એવો ભય હતો કે કદાચ મંત્રીઓ સાથે અણબનાવ થશે તો તેઓ મને પદભ્રષ્ટ કરી બીજા કોઈ રાજકુમારને રાજા બનાવશે.

લરારાજાનું નૃશંશ કાર્ય ચાલવા લાગ્યું. અનેક વંશના અનેક રાજકુમારોને તેણે વિકલાંગ યા વિકલપ્રાણ કરી નાખ્યા. દુર્બળ

---

રાજા સ્વભાવે બીરૂ કાપુરૂષ અને અત્યાચારી હોય છે. લરા રાજા સ્વયં દુર્બળ હતો તેથી આવા પ્રકારથી કાપુરૂષતાનો આશ્રય લઇ પોતાની રાજ્ય ભોગની તૃષ્ણાને. નીચ અને અધમ રીતે પૂર્ણ કરવા લાગ્યો,

તુંગ ખુંગીય વંશના ગોવર નામક રાજાનો "ગદાપાણી" નામક પુત્ર (કે જે દેવ સમાન તેજસ્વી, અસાધારણ બળશાલી અને અસીમ સાહસી હતો તેણે લરા રાજાના હૃદયમાં ભયનું ઉદ્ભવ કર્યો. ગદાપાણી એવો બળવાન હતો કે તેણે એક દિવસે રૂષ્ટપુષ્ટ હાથીના દાંત પકડી તેને હાલવા ચાલવા દીધો ન હતો. બેચાર ગુપ્ત ઘાતકો દ્વારા આવા સિંહ પુરૂષને અંગહિન કરવો એ અસંભવિત હોવાથી લરા રાજાએ એનો કેવી રીતે વધ કરવો તે બાબત ચર્ચા કરવા સભાઓ મેળવી. આ વાત ગદાપાણીને કાને આવતાં તેનું સાહસી હૃદય જરાપણ વિચલિત થયું નહિ. ગદાપાણીની સ્ત્રી રાણી જયમતી ઘણીજ સચ્ચારિત્રવાળી તેમજ પતિવ્રતા હતી. તેણે પોતાના સ્ત્રી સૂલભ સ્વભાવે કરી સ્વામીની રક્ષાર્થે વ્યાકુળ થઇ તેમને કોઇપણ નિર્ભય

ઠેકાણે સંતાઇ જવાની વિનંતી કરી. ગદાપાણીએ પતિના વિચારને અનુમોદન ન આપતા કહ્યું. " આ ક્ષણભંગુર શરીરથી હરી તમને તથા આ નાનાં બાળકોને છોડી હું કોઇપણ ઠેકાણે જવાનો નથી." જયમતી ગળગળીત થઇ બોલી "નાથ! આપનું વીર હૃદય મૃત્યુના ભયથી કંપતિ થઇ શકતું નહિ હોય, આપ મૃત્યુના ભયને તુચ્છ સમજતતા હશો એ હું સારી રીતે જાણું છું. કિંતુ વિચાર કરો કે રાજસેવકો આપને પકડી જઇ મારી નાખશે તો મારી અને બાળકોની શું દશા થશે? આપના સ્વર્ગવાસથી આ દાસી આપની પાછળ સેવાર્થે આવશે, તો આ નાની વયનાં બાળકોની શું માઠી દશા થશે! અરેરે! તેઓ કમોતે મરશે. નાથ! આ કિંકરી વધુ કહી આપને ઉદાસી કરવા માગતી નથી. પરંતુ વિચાર કરી અલ્પ સમય માટે આ પાપ રાજ્યને છોડી કોઇપણ નિર્ભય સ્થળે વાસ કરો. કદાચ જગદીશ્વરની કૃપાથી શુભદીન આવશે અને ભાગ્ય ચક્રનું પરવર્તન થઇ આ નાનાં બાળકોને મળશો. આપનું જીવન અમૂલ્ય હોઇ તેની રક્ષાને લીધે અવશ્ય કોઇપણ સ્થળે સેવો જોઇએ." પતિનાં આવાં સપ્રેમ વચનો સાંભળી ગદાપાણી થોડો વખત વિચાર સાગરમાં ડૂબ્યો. અંતે ગુપ્ત વેશ ધારણ કરી નાગાપર્વતમાં છુપાઇ ગયો.

આ તરફ ગદાપાણીને પકડવા માટે લરારાજાએ ગણી મોટી સેના મોકલી. પરંતુ સેના પાછી ફરી રાજાને નાસીજવાના સમા—

---

ચાર આપ્યા. દુર્બળ તેમજ કાપરૂષ રાજા તેના નાસિ જવાના સમાચાર સાંભળી કંઈક સંકિત થઇ તેનો પત્તો મેળવવા માટે ઘણોજ અધિરો બન્યો. તેની પત્નિ જયમતિ પાસે દૂત મોકલી ગદાપાણીનો પત્તો મેળવવા ફાંફાં માર્યાં પણ જયમતિએ પત્તો ન આપતાં કહેવરાવ્યું કે સ્વામીનો પત્તો એની સ્ત્રી દ્વારા કદાપી મળી શકશે નહિ. દૂતના મોઢાથી આ વાત સાંભળી તેને અતિશય ક્રોધ ચઢયો, અને તરતજ હુકમ કર્યો. કે હાલને હાલ જઇ જયમતિને કેદ કરી મારી પાસે લાવો. આજ્ઞા થતાજ રાજસેવકોએ તરતજ ઘોડા ઠેકાવી જયમતિને કેદ કરી રાજા સમક્ષ હાજર કરી. જયમતિ આવતાંજ રાજાએ પ્રશ્ન કર્યો કે ગદાપાણી કયાં છે? જો તેની કંઇ પણ બાતમી નહિ આપીશ તો કોરડાના મારથી તું યમલોકના રસ્તે સીધાવીશ" જયમતિએ દ્રઢતાથી ઉત્તર આપ્યો કે; "મેં પહેલાથીજ દૂતદ્વારા કહેવડાવ્યું હતું કે સ્વામીનો પત્તો હું કદી પણ બતાવીશ નહિ. તો મને વારેવારે શું કરવા પૂછો છો ? મારી આ પ્રતિજ્ઞા અચળ છે. આપ મારા શરીરને યથેચ્છ અત્યાચાર કરી શકો તેમ છો. મારા મન ઉપરતો મારો પોતાનોજ અધિકાર છે. અન્યનો નથી. આ નશ્વર શરીર ચિરસ્થાયી નથી, એ હું સારી પેઠે સમજુ છું તેથી આપ મારા સ્વામીનો પત્તો મારા મોંથી સાંભળી શકશો નહિ." લરા રાજાએ ક્રોધથી હિતાહિત વિવેકશુન્ય થઇ તરતજ આજ્ઞા કરી કે જયમતિને રાજમહેલ સામે બાંધીને કોરડાથી સ્હેજ પણ અટકયા સિવાય માર ચાલુ રાખો. મારથી તે મરી ન જાય ફક્ત તેના શરીરનેજ ઇજા થાય. જેમ બને તેમ તેના મોંથી ગદાપાણીનો પત્તો મેળવાય તેમ કરજો.

સામાજિક, વ્યાવહારિક, ઔદ્યોગિક, ઐતિહાસિક અને નૈતિક વિષયોને ચર્ચવા, લોકમત કેળવવા, સાંસારિક સ્થિતિ સુધારવા દર અંગ્રેજી માસની શરૂઆતમાં બહાર પડતું-માનીતું સચિત્ર માસિક

# "કચ્છી જૈન મિત્ર"

માસિકમાં સદ્વિચારોનો વધુ ફેલાવો થાય, જનસમુહ-શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને આર્થીક ઉન્નતિ કરી શકે, સ્ત્રીઓ, બાળકો અને વિદ્યાર્થીઓ સદ્વિચારવાળાં થાય, દરેક ગૃહમાં સુખ અને આનંદનો વધારો થાય, વૈદકના ઘરગતુ ઉપાયોનો, હુન્નરઉદ્યોગની શોધો, અને ખેતીવાડીના જ્ઞાનનો વધુ ફેલાવો થાય તેવા વિષયો, મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો, બોધક વાર્તાઓ; દિલ રંજન કાવ્યો તથા તત્વજ્ઞાનના વિષયો વિદ્વાન્ અનુભવીઓના હાથે ચર્ચાય છે. દરેક વિષયને સચિત્ર બનાવવા ઉપરાંત મહા પુરૂષોની છબીઓ અને વિચારવા તથા જોવા લાયક સ્થળોના દેખાવો પણ પ્રગટ થાય છે. આ માસિક માટે જાણીતા વર્તમાનપત્રો અને માસિકો (ગુજરાતી, મુંબઈ સમાચાર, સાંજ વર્તમાન, હિંદુસ્તાન, અખબારે ઇસ્લામ, જામેજમશેદ, જૈન, જૈનશાસન, લુહાણા હિતેચ્છુ, દિગમ્બર જૈન, કપોળ મિત્ર, દશા સોરઠીઆ માસિક વગેરે વિગેરે)ના વિદ્વાન અધિપતિઓએ, જાણીતા અનેક સાક્ષરોએ પૂજ્ય મુનિમહારાજાઓએ અનેક શ્રીમંત આગેવાન કાર્યદક્ષ પુરૂષોએ એકી અવાજે પ્રસંશા કરી ઉત્તમ અભિપ્રાયો જાહેર કરેલ છે, સાહિત્ય, દેશ અને સમાજની સેવા બજાવવા ઇચ્છનારાઓએ આ માસિકના ગ્રાહક થઈ, પોતાના મિત્રોને ગ્રાહક બનાવી માસિકના કાર્યને * ઉત્તમ બનાવવા પોતાથી બનતો ફાળો આપી પોતાની ફરજ બજાવવા ચુકશે નહીં

વાર્ષિક લવાજમ પોસ્ટેજ અને ભેટના ઉત્તમ પુસ્તક સાથે માત્ર રૂ. ત્રણ છે. આ માસિક દરેકે દરેક મનુષ્ય માટે ઉપયોગી છે. તુરત ગ્રાહક થઈ નીચેના ઠેકાણે નામ નોંધાવો—

લી૦ વ્યવસ્થાપક,

"કચ્છી જૈન મિત્ર" માસિક. માંડવી-મુંબઈ.

મૂઢ રાજાએ પોતાના ક્ષુદ્ર, પશુહૃદયને આદર્શ માની સંસારના સમસ્ત માનવ હૃદયોના અનુમાનથી વિચાર્યું કે જયમતિ કષ્ટથી પોતાના સ્વામીનો પત્તો બતાવી દેશે પરંતુ દિવસ પર દિવસ જવા લાગ્યા પણ પતિવૃતા એ અસહ્ય પૈશાચિક અત્યાચારને સહન કરી પોતાના સ્વામીનો પત્તો ન બતાવ્યો તે નજ બતાવ્યો. દેશની સઘળી પ્રજા રાજાનાં આવાં ઘણાં ભયાનક કુકર્મોને યાદ કરી જયમતી માટે આંસુ પાડવા લાગી. આ સમયે દેશમાં શક્તિશાળી પુરૂષોનો અભાવ હતો. મંત્રીઓ પણ સ્વાર્થ ખાતર કંઇ પણ કરી શકતા નહતા. તેથી રાજાનો આ અત્યાચાર ચાલુજ રહ્યો.

જયમતી પર જે અત્યાચાર થતો હતો; તેની ખબર નાગ પર્વતમાં ગદાપાણીને મળી તે સાંભળતાંજ તે તરત લરા રાજાની પાપપુરીમાં જવા નીકળ્યો અને છૂપા વેશે જયમતીને માર પડતો હતો ત્યાં આગળ આવીને બોલ્યો કે "રાજકુમારી, તું વ્યર્થ આટલું કષ્ટ શા સારૂ સહન કરી રહી છે? સ્વામીનો પત્તો બતાવી આ કષ્ટનો અંત શા માટે નથી લાવતી!" જયમતીનાં નેત્રો આ વખતે બંધ હોઇ તે અંતર્યામી પરમેશ્વર તથા સ્વામીના ચરણોનું ધ્યાન ધરતી ચૂપચાપ કોરડાનો માર ખાઇ રહી હતી, આથી ગદાપાણીની વાણી તેને કર્ણગોચર ન થઇ. ગદાપાણી થોડા વખત ઉભો રહી ફરીથી જયમતીને મોટેથી તેજ પ્રશ્ન કર્યો કે "હે દેવી, સ્વામીનો પત્તો બતાવી તું શા માટે છુટી થતી નથી? વ્યર્થ કષ્ટ સહન કરવાથી શુ લાભ છે? આ વખતે જયમતિએ નેત્રો ઉઘાડ્યાં અને ગદાપાણીને ઓળખ્યો. તે શંકિત ચિતથી દીલગીર થવા લાગી કે જેને માટે આટલુ કષ્ટ અને અપમાન સહન કરી રહી

છું અને જેની રક્ષાને માટે મેં મારૂં જીવન ઉત્સર્ગ કરી દીધું છે તે આજે આ ઠેકાણે પકડાઇ જશે તો સર્વ વ્યર્થ સમજવું જયમતીની આંખમાં પાણી આવી ગયું. અસહનિય અત્યાચાર અને પીડાથી જેની શાન્તિ નષ્ટ થઇ હતી તે આ વખતે ધૈર્યચ્યુત થઇ ગઇ અને બોલી "હું ઘણી વખત કહી ચુકી છું કે મારા સ્વામીનો પત્તો હું કદી પણ બતાવીશ નહિ તો હે પુરૂષ! તું મને વારે વારે પૂછી શા માટે ગુસ્સે કરે છે? તું અહીંથી શા માટે જતો નથી. સ્ત્રી પોતાના સ્વામીને લીધે સર્વ દુઃખ સહન કરી શકે છે. સ્વામીના કલ્યાણાર્થે પોતાનો પ્રાણ દાનની અંદર આપવો પડે તો પણ તે પાછી પડતી નથી" આ વાકયો બોલતી વખતે તે ગદાપાણી સામી નજર રાખી આંખોના ઇસારાથી તેને અહીંથી જલદી ચાલ્યા જવા વિનંતી કરતી હતી ગદાપાણી કંઇક વિચાર કરી જયમતીના ઇસારાને માન આપી ત્યાંથી ચલ્યો ગયો. જયમતીપર કોરડાનો માર ચાલુજ હતો.

ગદાપાણીના ચાલ્યા ગયા પછી લરા રાજાના અનુચરે બીજા ૧૪-૧૫ દિવસ જયમતીપર અત્યાચાર કર્યો, આવી રીતે એકંદરે ૨૧-૨૨ દીવસ દુઃસહ દુઃખ સહન કરી અને આ યંત્રણાપર ભ્રૂક્ષેપ માત્ર પણ ન કરતાં સાધ્વી સ્ત્રીનો પ્રાણપંખેરૂં પોતાના લોહીલોહાણ શરીરને તજી ઉડી ગયો. અને સંસારના ઇતિહાસમાં અતુલનિય સહનશીલતા અને પાતિવ્રત્યનું એક જાજવલ્યમાન ઉદાહરણ અંકિત કરીગયો.



# પ્રભાવતી અથવા સ્વદેશ ભકતબાળા.

(લેખક—એસ. ડી. પંડિત.)

૧.

"નહીં, નહીં, ગમે તેમ કરશો તોપણ હું આ સાડી તો લઇશ નહીં. મને તે જોઇતી નથી." પંદર વરસની પ્રભાવતીએ સાડીને જમીનપર ફેંકતાં ફેંકતાં પોતાના પતિ છગનલાલને કહ્યું. આ વાતથી આશ્ચર્ય પામીને છગનલાલ કહેવા લાગ્યો,–"કેમ! કેમ! એમાં શું દોષ છે? જેવી તરેહની સાડી લઇ આવવાને તેં કહ્યું હતું તેવીજ આ સાડી છે; તેમાં જરાપણ ફેરફાર નથી, તો પછી તે લેવામાં અડચણ શું છે?"

"અડચણ માત્ર એટલીજ છે કે જેવી મેં મંગાવી હતી તેવી આ સાડી નથી."

"હું તો સમજું છું કે બરાબર તેવીજ છે. તું ફોકટના બહાના કાઢે છે. ભલા કહેતો ખરી એમાં શું દોષ છે?"

"મેં તમને ચોખેચોખું કહ્યું હતું કે, જો સાડી સ્વદેશી નહિ હશે. તો હું લઇશ નહિ. આ સાડી પરદેશમાં બનેલી છે, આપણા દેશમાં બનેલી નથી. તે કારણથી હું તેને લઇ શકતી નથી. મને તે નથી જોઇતી, પછી શું?"

"આ સાડી જાપાનમાં બનેલી છે. જરા આંખ ઉઘાડીને બરાબર તપાસી જુઓ."

"શું! જાપાન આપણા દેશમાં છે? શું તમે જાપાનમાં બનેલી વસ્તુઓને સ્વદેશી સમજો છો?"

"બેશક જાપાન આપણા દેશમાં નથી, તોપણ આજકાલ સ્વદેશી વસ્તુઓમાં જાપાની ચીજો પણ ગણવામાં આવે છે. અને સ્વદેશી ચીજો વેચનારની દુકાનોપર જાપાનીસ માલ પણ ખુબ વેચાય છે.

"શું તેથી જાપાની ચીજોને લેવી જોઇએ ?"

"તો એમાં નુકશાન પણ શું છે ? જ્યારે સઘળા માણસો તે ચીજો લેજ છે, તો પછી આપણે પણ લઇએ; તેમાં તને શું હરકત છે ?"

"તમારા કહેવાનો તો એમ અર્થ થાય છે કે જ્યારે બીજા સઘળા માણસો કુવામાં પડે તો પછી આપણે પણ કુવામાં પડવાથી શા માટે બચીએ કેમ ?"

"તારી વાતોનો અર્થ તો તુંજ સમજ ! હું એટલો મોટો પંડિત નથી કે જાપાની વસ્તુઓ લેવાનું અને કુવામાં પડવાનું બરાબર સમજું."

"બહુ સારૂં ! હું એમ પુછું છું કે જાપાનીઓના જમ-વાથી શું આપણું પેટ ભરાઇ જશે ? જ્યારે આ દેશમાં પ્લેગનું જોર વધશે ત્યારે આપણા દેશના માણસોને બદલે શું જાપાનીઓ અત્રે મરવાને આવશે ? અથવાતો અહીંઆ દુકાળ પડશે ત્યારે જાપાનથી એકાદ વહાણમાં અન્ન વસ્ત્ર ભરીને અત્રેના ગરીબ લોકોને ધર્માદા આપવાને માટે મોકલાવવામાં આવશે ?"

"નહીં એમાંથી એક પણ વાત બનવાની નથી."

"ત્યારે પછી જાપાનમાં બનેલી વસ્તુઓને સ્વદેશી સમજવી કે પરદેશી ?"

"એમ હું ક્યાં કહું છું. કે જાપાની ચીજોને સ્વદેશી સમજવી જોઇએ ?"

"ત્યારે પછી આ સાડીને હું કેવી રીતે લઇ શકું ? કારણકે મેં તો સ્વદેશી સાડી લઇ આવવાનું કહ્યું હતું."

"મારા કહેવાનો ભાવાર્થ તું બરાબર સમજતી નથી. મારા કહેવાની મતલબ એમ છે કે જાપાની વસ્તુઓને સ્વદેશી ચીજોમાં સ્થાન દેવુંજ જોઇએ."

"કેમ! શા માટે?"

"એટલા માટે કે જો જાપાનની વસ્તુઓને આપણે સ્વદેશી સમજીશું તો જાપાનીઓ પણ આશા છે કે આપણને ઘણી મદદ આપશે."

"અરેરે! આશા! તારૂં સત્યાનાશ જાય! હજી તું ભરતખંડના લોકોનો પીછો ક્યારે મુકીશ. તે સમજાતું નથી."

"કેમ! જાપાન પાસેથી સ્વદેશ હિતની આશા શું ન કરવી જોઇએ?"

"(હસતાં હસતાં) જે જાપાને પોતાનોજ ધર્મ પાળનારા પાડોશી અને આફતમાં સપડાયલા ચીન અને કોરીઆ ઉપર દયા કરી નહિ; તે જાપાન પાસેથી આપના જેવાજ આશામાં લુબ્ધ થએલાઓ વિશ્વાસ રાખી શકે છે."

"(વિચારમાં પડી જઇને) તારી વાત બરાબર જણાય છે. જાપાન આપણુ દેશનું કંઇ ભલું કરે. એવાત સંભવીત લાગતી નથી; પરન્તું હમણાં થોડા દિવસ જો જાપાની ચીજો લઇએ તો હરકત જેવું કાંઇ પણ નથી. કારણ કે જ્યારે ચાહીશું ત્યારે તેને તજી દઇશું."

"જ્યારે ચાહશો ત્યારે પછી તજી શકશો નહીં; કારણ કે હમણાતો સ્વદેશી ચીજોની બજાર આપણા હાથમાં છે, પરંતુ તરતજ તે જાપાનીઓના હાથમાં જવાને ચાહે છે. માટે હમણાથીજ સાવચેત રહેવું જોઇએ અને ભારતવર્ષે બ્રહ્મદેશ તથા લંકામાં બનેલી ચીજો તેજ સ્વદેશી સમજવી જોઇએ અને લેવી પણ તેજ જોઇએ."

"પરંતુ જે વસ્તુ ન મળે તેને માટે શું કરવું?"

"આ વખતે એવી કોઇ આવશ્યક વસ્તુ નથી જે સ્વદેશી ન મળતી હોય. કદાપી એમ હશે કે તે દેખાવમાં ઘણી સુંદર ન હશે. પરન્તુ કોઇ એક ચીજ જો સ્વદેશી નજ મળી શકે તો પછી તેવી અવસ્થામાં આપણા મહારાજા પંચમ જ્યોર્જના ઇંગ્લાંડ નામના દેશનીજ ચીજો લેવી જોઇએ. બીજા કોઇ દેશની નહિ."

"(હસતાં હસતાં) બહુ સારૂં ! હું મારી હાર કબુલ કરૂં છું. પરન્તુ એ તો કહે કે આ વાતો તેં કોના પાસેથી સાંભળી?"

"મારા બાપાએ ગઇ કાલે મોહનભાઇને સ્વદેશી સાડીઓ લઇ આવવાનું કહ્યું. હતું. તેઓ પણ તમારી પેઠે જાપાની સાડીઓજ લઇ આવ્યા આથી બાપા તેમનાપર બહુ નારાજ થયા અને તેમણે સઘળી સાડીઓ પાછી મોકલાવી આપીને બે કલાક સુધી મોહનલાલને સમજાવ્યો. છેવટે મોહનલાલને તેમની વાત કબુલ કરવી પડી."

"અને આજે મને પણ રાણી સાહેબની વાત કબુલ કરવાની ફરજ પડી છે."

આટલું કહીને હસ્તો હસ્તો છગનલાલ સાડી બદલાવવાને માટે બજારમાં ચાલ્યો ગયો.

(૨)

"લ્યો, સરકાર ! આ વખતે આપની આજ્ઞાનુંસાર ખાસ સ્વદેશી સાડીજ લાવ્યો છું." દિવાનખાનામાં પગ મુકતાં છગનલાલે પોતાની પત્નિને કહ્યું.

પ્રભાવતી છગનલાલના હાથમાંથી તે સાડી લઇ લીધી અને તેને બરાબર રીતે તપાસ્યા પછી પોતાના માથા ઉપર મુકતાં મુકતાં કહેવા લાગી—"આવોજી સ્વદેશી સાડીબાઇ ! આજતો થોડો વખત તમને મારા માથાપર રાખી લઉં; પછી કાલે તો અક્ષય તૃતીયા છે, તેથી કાલે તો તમને પહેરીશજ !"

"વાહ ! વાહ ! યોગી મહારાજ ! ચેલોતો તમોએ સરસ મેળવ્યો છે ! તમારા ચેલા પાસેથી મારા વારતે પણ એવીજ એક

મગાવી આપશો ને ? ”

કંઇપણ અવાજ કર્યા વગર ધીમેથી દિવાનખાનામાં દાખલ થઇને પ્રભાવતીની ભાભી વિદ્યાગૌરીએ કહ્યું.

એકાએક પોતાની ભાભીને આવેલી જોઇને શરમથી પ્રભાવતી તો તેની તરફ પીઠ ફેરવીને બેસી ગઇ, પરન્તુ છગનલાલથી ચુપ ન રહી શકાયાથી તેણે કહ્યું–“તમે વકીલ સાહેબના પતિ છો ને? તમોએ તમારૂં પોતાનું મગજતો તદન મગરૂબીથીજ ભરી મુકયું છે અને વધારામાં રહી સહી આ એક નણંદ છે, તેને પણ તમોએ બકબક કરનારી બનાવી દીધી છે.”

“હવે જયારે પાછા તમે બી. એ. ની પરીક્ષા આપીને આ તરફ આવો ત્યારે રસ્તામાં તમારા પુસ્તકોને ગંગા નદીમાં પધરાવતા આવજો; એટલે પછી હું પણ મારી નણંદનો બકબક કરનારો સ્વભાવ મુકાવી દઇશ સમજયા ?”

“(હસતાં હસતાં) તમે ગુસ્સે શું કરવાને થાઓ છો ? હું દરખાસ્ત મુકી દઇશ, કે આ વખતે ઉદ્યોગીક સભાના પ્રમુખના આસન ઉપર તમનેજ બેસાડવામાં આવે.” “જુઓ! મારી સાથે આવી રીતે મશ્કરીનીજ વાતો કરશો, તો પછી હું તમારા પ્રિન્સિપાલની ઉપર એક ચીઠ્ઠી લખી નાખીશ.”

“તેથી મારૂં શું થશે?”

“તમને કોલેજમાંથી કાઢી મુકવામાં આવશે.”

“(હસતાં હસતાં) વાહ! વાહ! શું તમે અમારા પ્રિન્સિપાલની સાથે પણ ઓળખાણ પીછાન રાખો છો કે ?”

“કેમ નહિ! તેમને તો હું સારી રીતે ઓળખું છું; કારણકે તેઓ મારી નણંદના સસરા થાય છે કે નહિ?”

આટલું સાંભળતાંજ છગનલાલ ત્યાંથી ચાલ્યો ગયો; પરન્તુ વિદ્યાગૌરી અને પ્રભાવતી ત્યાંજ બેઠી બેઠી હસવા લાગી.

સમાપ્ત.

# ચર્ચાપત્ર.

## "પુષ્પહાર"ના પ્રયોજક સાહેબ,

આપણા સુરત શહેરમાં ૧૯૧૪થી માસિકો અને પુસ્તકો પ્રગટ કરનારની સંખ્યા વધી છે. પ્રથમ નવેંબર ૧૯૧૪માં 'બુલબુલ' નામે માસિક જેઠાલાલ ત્રીભોવનદાસ આર્ટીસ્ટ નામના એક કાઠીયાવાડીએ કાઢયું હતું તેમણે પોતાની સાથેના ભાગીઆઓને પોક મૂકાવી ત્રણ અંક પ્રગટ કરી માસિક બંધ કર્યું. વસુલ કરેલા ગ્રાહકોના નાણા પણ હજમ થઇ ગયા. ત્યારપછી પુષ્પમાળા, ચંદ્રહાર, મુકુલમાળા વગેરે પ્રગટ થઇ અલ્પજીવન ભોગવી પ્રભુશરણે પહોંચી ગયા. હાલમાં મારા જાણવા મુજબ કેટલાક નવરાઓએ "સુમન ગુચ્છ" નામે વાર્તામાળા પ્રગટ કરવાના હેંડબીલો બહાર પાડયા છે. વિદ્યાર્થીજીવન ભોગવતા એ બીનઅનુભવી હાથોથી થનારૂ એ સાહસ આવી સખ્ત મોંઘવારીમાં ટકી શકશે કે ઉપલાઓની માફક પ્રભુચરણે પહોંચી જશે? જાહેરખબરથી લલચાઇ બહારગામના સાહિત્યપ્રેમી બંધુઓ ગ્રાહક થાય. લવાજમ પહેલે અંકે વસુલ કરી લે અને પછી અંકો મેળવવા ગ્રાહકો બચારા ભલેને કાગળો લખ્યા કરે! આવા ખોટા પ્રયત્નોથી ભવિષ્યમાં લાયક પ્રકાશકોને કેવી અગવડ પડશે? આવા નિર્માલ્ય યત્નોમાં લવાજમ ગુમાવી બેઠેલા ગ્રાહકો ભવિષ્યમાં સમર્થ પ્રકાશકોનો પણ વિશ્વાસ કરતા અચકાશે. એ રીતે હાલ સમાજમાં વાચનનો જે શોખ વધતો જાય છે અને પ્રજામાં ઉત્તમ ભાવનાઓ વિકાસ પામે છે તેનો આવી વિઘાતક શક્તિઓ અટકાવ કરશે અને એથી ગુર્જર સાહિત્યની પ્રગતીમાં મોટું વિઘ્ન ઉત્પન્ન થશે તો એવા પ્રયત્નને પ્રથમથીજ દાબવા ગુજરાતના પત્રકારો પોતાના પત્રમાં પોતાના ગ્રાહકોને એ બાબતની સુચના આપી એવાઓના ભોગ થતા નહિ અટકાવે?

લી૦ સેવક,

સાહિત્ય પ્રેમી.

# સત્કાર.

**કચ્છી જૈન મિત્ર**—આ સર્વાંગ સુંદર માસિકના ૧ થી ૪ અંકો અવલોકન માટે મળ્યા છે. લેખો તમામ જાણીતા લેખકોના છે અને ચિત્રો પણ સુંદર હોવાથી આ માસિક ગુજરાતમાં અગ્રગણ્ય થઈ પડશે. તેના વિદ્વાન તંત્રીશ્રી જ્ઞાતીહિતની ટુંકી દષ્ટી ન રાખતાં સમાજહિત અને દેશહિતની વિશાળ ભાવનાઓ રાખશે. તો આ માસિક દરેક કોમને એક સરખું ઉપયોગી થઇ પડશે. લવાજમ રૂા. ૩-૦-૦ છે તે આવા મોંઘવારીના વખતમાં વધુ નથી. વ્યવસ્થાપક. કચ્છી જૈન મિત્ર. માંડવી. મુંબઇથી પ્રાપ્ત.

**દંપતી હિતેચ્છુ**—અંક ૭ થી ૧૧

**પવિત્ર પ્રભુ પ્રેમનો પ્રભાવ.**

**દંપતિ વાર્તાવિહાર**—તેના પ્રકાશક બી. સી. ચોધરી તરફથી મળ્યા છે તે માટે તેમનો આભાર માનીએ છીએ. પ્રયાસ ઉત્તમ છે.

**હવા**—આરોગ્યમાળા. મણકો ૧ લો, પ્રકાશક, હરીલાલ મંગળદાસ મહેતા, સાણંદ મૂલ્ય એક આનો.

**मुनि-संम्पादक श्यामलाल गुप्त**—આ હિન્દી માસીક જાણીતા હિન્દી લેખકોની કલમથી લખાય છે. જીવન ચરિત્રો, વાર્તાઓ અને ઉન્નતીના વિષયો સહિત "મહાવીર-મુનિ મંડલ" ઓફીસ. બોદવડ. (પૂર્વ ખાનદેશ)થી પ્રગટ થાય છે. સામાજીક ઉન્નતિના કામમાં વિજય ઇચ્છીએ છીએ.

# નડીયાદ હિંદુ અનાથાશ્રમ.

આ આશ્રમનો ૧૯૧૫-૧૬ ની સાલનો આઠમો વાર્ષિક રીપોર્ટ અમને મળ્યો છે રીપોર્ટ ઉપરથી અમે જોઇ શકયા છીએ કે આઠ વર્ષની આ બાળ સંસ્થાએ પોતાની બાળવયમાં બની શકે તેથી વધુ સંતોષકારક કામ કર્યું છે. જગત્માં જેમનું કોઇ નથી એવા અનાથોને જીવતદાન આપવું એના જેવું કોઇ મોટું પુણ્ય નથી. દરેક સારા વાર તહેવારો-હર્ષ અને શોકના પ્રસંગોમાં હિંદુઓમાં દાન વૃત્તી સ્ફુરે છે તેવા સમયે કરવામાં આવતું દાન કોઇ કોઇ વખત કુપાત્ર સ્થળે અપાય છે કે જેમાં પુન્ય કરવા જતા પાપનોજ ગાંસડો બંધાય છે તેના કરતાં આ આશ્રમ જેના નિઃસ્વાર્થી સેક્રેટરી પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી અનાથોની ઉન્નતિ તરફ લક્ષ આપી રહ્યા છે તેને જરૂર મદદ કરી અનાથોનો આશીર્વાદ લેવો જોઇએ અમને જણાવતાં આનંદ થાય છે કે જનસમાજ તરફથી પણ આ આશ્રમને સારૂ દાન મળતું રહ્યું છે. આશ્રમને પ્રતાપે અનેક બાળ હિંસાઓ થતી અટકી છે. રીપોર્ટના અંતમાં વીઝીટર્સ બુકમાંથી છાપેલા ઉતારા જેતા જોઇ શકાય છે કે આશ્રમની દરેક વ્યવસ્થા બહુજ સંતોષકારક છે. મહાત્મા ગાંધીજીએ પણ લખ્યું છે કે "આશ્રમની વ્યવસ્થા જોઇ હું બહુ રાજી થયો છું અને વ્યવસ્થાપકોની નિઃસ્વાર્થતાએ મારા મન ઉપર સારી છાપ પાડી છે," આશ્રમના ચોખ્ખા વ્યવહારને માટે આ એકજ મત બસ છે. છેવટે અમે અમારા ઉદાર વાંચક વર્ગને આ આશ્રમને મદદ કરી અનાથ રક્ષાનું મહા પુન્ય પ્રાપ્ત કરવા વિનંતી કરીએ છીએ.

# જાણો છો?

કે,

આ આશ્રમમાં હિંદુજાતીનાં ૧૦૦ અનાથ બાળકો
અને અશકતો હિંદુ વર્ણવ્યવસ્થા પ્રમાણે
પળાતાં હોવાથી આર્થીક સહાયની
ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચોડાવી અમર નામ કરો.

રૂા. ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડપર નામ લખાવી યાદગીરી રખાવો.

હરેક જાતનાં દાન લેવાય છે, હરેક વસ્તુના દાનની જરૂર છે. હરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તેથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષીક રીપોર્ટમાં પ્રસદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—

નડીઆદ.

---

આ પત્ર સુરત ખપાટીયા ચકલા ઉપર આવેલા ખુ. અ. ના ધી સુરત જૈન એંજીન" પ્રીન્ટીંગ પ્રેસમા પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યુ અને ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ સુરત–બેગમપુરા, જુલામોદીનાપોળમા આવેલી "પુષ્પહાર" ઑફીસ માંથી પ્રગટ કર્યું.